# હું કરીશાજનું માહાત્મ્ય

કે

## સંકલ્પ પ્રશસ્તિ.

લેખકો

સુરેન્દ્ર ભાલચંદ્ર પાઠકજી, બી. એ.

ભાલચંદ્ર ગણપતરામ વ્યાસ.

બી. એ. એસ. ટી. સી. ડી.

કિંમત રૂ. ૧.

# અર્પણ પત્રિકા

मातृदेवो भव । पितृदेवो भव ।
जगतः पितरौ वन्दे पार्वती परमेश्वरौ ॥

પરમ પૂજ્ય માતાપિતાના પવિત્ર પાદપંકજમાં અમારા આ વ્યક્તિ વિશેષતાના સંસ્કારોનાં સ્વરૂપનું નિરુપણ આ ભાવદર્શનને રૂપે અત્યંત ભક્તિભાવથી સમર્પણ.

સુ. ભા. પાઠકજી.

ભા. ગ. વ્યાસ.

# પ્રસ્તાવના.

આવાં લઘુ પુસ્તકની પ્રસ્તાવના લાંબી લખાય તો માથા કરતાં પાઘડી મોટી થઇ જાય માટે ટુંકાણુમાંજ બે બોલ લખીશું. સુજ્ઞ વાચકો થોડું લખ્યું ઘણું કરી વાંચી લેશે એવી આશા રાખવામાં આવે છે. આવાં પુસ્તકો ગુજરાતી ભાષામાં નથી એમ તો નહી પણ બહુજ જુજજાજ જોવામાં આવે છે. અને આ છુટાંછવાયાં પુસ્તકો સામાન્ય વાચક વર્ગને માટે દુર્લભ હોય છે. આમ હોવાથી આપણા-સાક્ષરવર્ગનું ધ્યાન આ વણખેડાયલાં ક્ષેત્ર તરફ દોરાય અને એ ક્ષેત્ર ખેડવાથી જે મિષ્ટ ફળ પેદા થાય તે આપણી સમાજ ચાખે એ હેતુથી તથા આવા લઘુ પુસ્તકદ્વારા સમાજને આવા વિચારો વ્યક્તિવિકાસને માટે સુલભ થાય એવા હેતુથી આ પ્રયાસ કરાયો છે. એનાથી જો કોઇને કાંઇ પણ લાભ થાય તોજ પુસ્તકનું ઉપકારિત્વ પ્રમાણભૂત થઇ શકે. અપેક્ષા માત્ર એટલીજ કે આ પુસ્તકનું વાચન સક્રિય થાય તો સારૂં.

શાંતિશિવમ્

તા. ૨૯-૧૦-૨૮

સુ. ભા. પાઠકજી

ભા. ગ. વ્યાસ.

## સુરેન્દ્ર ભાલચંદ્ર પાઠકજીકૃત અન્ય પુસ્તકો.



૧ કેળવણીની કળા.

૨ કેળવણી, કેળવણીની વસ્તુ અને કેળવણીના પ્રાથમિક નિયમો.

૩ ટુંકીવાર્તાઓ.

૪ વાવાબાની વાનગી.

૫ નિશાકુમારી.

૬ હાલનાં ગુર્જર સાહિત્યને શાની શાની જરૂર છેઃ અને બીજા નિબંધો.

# પુસ્તકમાંની વસ્તુ

# હું કરીશજનું મહાત્મ્ય

કે

## સંકલ્પપ્રશસ્તિ

---

## પ્રકરણ ૧ લું

### હું કરીશજ

હું કરીશજઃ—આ શબ્દો તો માત્ર બે જ છે પણ એમાં અસાધારણ બળ રહેલું છે. એ જાણે કે પુરૂપ અને પ્રકૃતિનું પહેલું જોડું હોય તેવા છે. એમાં નિઃસમ ઉત્સાહ જણાઇ આવે છે. એમાં કદી પણ પાછો ન ફરે એવા ઉત્સાહની સાથે નિશ્ચય પણ જણાઇ આવે છે.

આ શબ્દો જેના મુખમાંથી નીકળ્યા છે તેની આગળ મુશ્કેલીઓ ટકી શકતી નથી. પવન જેમ વાદળાંને વીખેરી નાંખે, તેમ મુશ્કેલીઓ વેરાઇ જાય છે. જેણે નિશ્ચય કરેલો છે એવો સઘળીજ પરિસ્થિતિ ઉપર કાબુ મેળવે છે. ઉપર ચઢવા સારૂ વસ્તુઓ ઉપર પગ દીધા સિવાય બીજો રસ્તોજ નથી.

તબીઅત આવાની આડે આવી શક્તી નથી. ભગવાન શંકરાચાર્યને ભગંદરનું દરદ હતું. ડાર્વિને ચાળીસ વર્ષ સુધી રોજ દવા ખાધી હતી. કવિ દયારામને પણ ભગંદરનું દરદ હતું.

પૈસાની જે આવા માણસોને જરૂર પડે છે તો તે પણ ગમે ત્યાંથી આવી મળે છે. કવિ નર્મદને, એ પોતાનાં પુસ્તકો પ્રગટ કરી શકે એટલો પૈસો મળ્યો, શામળભટને રખીદાસ મળી ગયો, લોખંડ ઉપર મીનો ચઢાવવાનો હુન્નર શોધી કાઢનારે ભઠ્ઠીમાં પોતાના ઘરનું ફરનીચર તોડી તોડીને લાકડાં પૂરાં પાડયાં હતાં. આવા માણસોને સર્વ કોઇ સાનુકુળજ બની જાય છે. જે માણસે નિશ્ચય કરેલો છે "કે હું આમ કરીશજ" તેનામાં એકાદ રાક્ષસથી પણ વધારે

બળ આવી જાય છે. એને ઈંદ્રની માફક હજાર આંખો થાય છે, બાણાસુરની માફક હજાર હાથ ફુટી નીકળે છે, રાવણની પેઠે દશ માથાં થઇ જાય છે. અને એની પોતાની જાતમાં રામબાણના રામ આવે છે.

નિશ્ચય કરેલો માણસ સર્વ કાંઇ જોઇ શકે છે, સમજી શકે છે, કરી શકે છે. એના હાથને સપાટે જે કોઇ ચઢે તેને પકડીને એ પોતાના હેતુના હિતને માટે કામે લગાડી દે છે. એની વેઠમાંથી છુટી શકાતુંજ નથી. એની પકડ, તે લોખંડી પકડ જેવી છે. એમાંથી તો એ જે કરાવવા માંગે તે કર્યેજ છૂટકો.

એક વખતે એક માણસે એક મજુરને પોતાને ત્યાં કામ કરવાને તેડ્યો હતો. તેને એક પેટી બતાવીને કહ્યું, "આ પેટી પણે મુક." પેલો મજુર આ શબ્દ સાંભળતાંજ શેઠની સામે ફરી ગયો અને કહ્યું, "શેઠ, આવાં નજીવાં કામને માટે હું નથી. કોઇ મોટા મોટા પેટારા હોય તો બતાવો, કોઇક મોટાં કબાટો ખસેડવાનાં હોય તો તે બતાવો, કોઇક મોટું ખેતર ખોદવાનું હોય તો બતાવો. આ હાથોમાં એકાદ મોટા પ્હાડને ઉથલાવી નાંખવો હોય તો તેટલું જોર છે."

શેઠે આ સાંભળી મજુરનાં સામું જોયું અને એ દંગ થઇ ગયા. મજુરની આંખોમાં બળનો, ઉત્સાહનો કાંઇક જુદોજ ચમકારો હતો; એના બહાર નસો તરી આવેલા સ્નાયુઓવાળા બે મજબૂત હાથો આગળ કરેલા હતા તે, જાણે કે એમ સાક્ષી પુરતા હોય, કે "હા, એ કહે છે તે ખરૂં કહે છે," એમ લાગતા હતા. એના અવાજમાં એનાં અંતઃકરણનો પડઘો પડતો હતો.

વાલ્મિકીએ ક્રોંચના શબ્દને અનુસરતા છંદમાં આખું રામાયણ રચ્યું. વ્યાસમુનિ પોતાનું મહાભારત લખવાને માટે ગણેશને પકડી લાવ્યા અને સૂર્ય એક પૈંડાવાળા રથમાં બેસી પાંગળા સારથીએ વગરવાટના રસ્તે આખા જગતની પ્રદક્ષિણાએ વીસજ કલાકમાં પુરી કરે છે.



# પ્રકરણ ૨ જું.

## શા માટે કરીશ.

મારી એવી ઇચ્છા છે કે મારૂં ધારેલું થાય. એમ થાય તોજ મઝા પડે. મારો એવો સ્વભાવજ છે. આખા જગતની સામે મારે મારો એ હક્ક સિદ્ધ કરવોજ જોઇએ. મારા જીવનનો આદેશ અને ઉદ્દેશ પણ એજ છે.

### ૧. મનુષ્યનું એક ખાસ લક્ષણ.

મનુષ્યને અન્ય પ્રાણીઓથી જુદો પાડનાર એનું વિશેષ લક્ષણ એની બુદ્ધિજ છે અને એ બુદ્ધિનું ગૌરવ, એ પોતે જે ધારે તે કરી શકે તેમાંજ છે.

### ૨. ચમત્કાર

હવે આ પાર વિનાના અને જુદી જુદી જાતની અનેક અજાયબીઓથી ભરેલા સંસારમાં માણસ પોતાનું ધારેલું કરી શકે, તેનાથી વધારે હિતકારી,

તેનાથી વધારે આનંદજનક, બીજી એકે વસ્તુ જગતમાં નથી એજ મોટામાં મોટી અજાયબી છે.

કુરૂક્ષેત્રની રણભૂમિ ઉપર ભીષ્મપ્રતિજ્ઞા લેનાર ભીષ્મે કૃષ્ણને, જ્યારે, હાથમાં રથનું પૈડું લઇ સામે થવાની ફરજ પાડી તે વખતે ભીષ્મને થયલો આનંદ, અને "હવે, મારાં હાથિયાર પકડ્યાં સાર્થક" એ શબ્દોનો ભાવ ભીષ્મ અને કૃષ્ણ સિવાય, તેના ખરા સ્વરૂપમાં બીજા કોના ખ્યાલમાં આવી શકે એમ છે? માતાની અપમાનિત સ્થિતિ અને પોતાના અપમાનને એનાથી તદ્દન ઉલટી હજારવાર માન મળે એવી સ્થિતિ અને પરમપદ મેળવનાર ધ્રુવે શું આ જગતમાં એક મોટામાં મોટો ચમત્કાર નથી દેખાડયો ? અને ધ્રુવ પદથી વિશેષ કલ્યાણકારી મનુષ્યને માટે જગતમાં બીજું શું હોઇ શકે.

ઘણી ગરીબ અવસ્થામાંથી યુરોપના સમર્થમાં સમર્થ શહેનશાહોમાંના એક તરીકે ગણના કરાવનાર મહાન નેપોલીઅન; એક નાની સરખી ઇનામદારીમાંથી, મુગલ મહારાજ્યની સામે થઇ હીંદુ મહારાજ્ય સ્થાપનાર મહારાજ શિવાજી; અને જગતમાં ભુખ-

મરો વેઠી ભટકતાં ભટકતાં, આપઘાત કરવા જતાં અટકી પડી, હિંદુસ્તાન જેવો દેશ સર કરી મુગલ શાહેનશાહત જેવી શાહેનશાહત સ્થાપનાર બાબર; એ લોકોને શું ચમત્કારનાંજ મુર્તિમંત સ્વરૂપો ન ગણી શકાય ?

### ૩. ધારેલું કર્યાંનો આનંદ.

આ ઇષ્ટ પ્રાપ્તિનો આનંદ શું એવો છે કે તેનું બરાબર વર્ણન આપણે આપી શકીએ ? એતો માત્ર જેને ઇષ્ટપ્રાપ્તિ થયલી છે તેના મ્હોંનો ચમકાટ, આંખનું તેજ, તેનો રોમાંચ, અને તેનાં મુખનું હસું હસું થઇ રહેલું દર્શન, તેની પ્રફુલ્લતા, તેના દેખાવમાં ધારેલું પાર પાડયાનો સંતોષ, અને એનાં અંગે અંગ, અવયવે અવયવમાંથી વિશેષ મેળવવા માટે નીતરતાં નિઃસમ બળનો બહાર પડી આવતો તલસાટ આ સર્વ જોઇ આપણે માત્ર એ આનંદ કલ્પી લેવાનો જ છે.

### ૪. મનુષ્યની બુદ્ધિનું ગૌરવ એની સ્થીરતામાં છે.

બુદ્ધિના સ્વરૂપનાં આ ગૌરવનો આધાર એની

નિશ્ચય કરવાની શક્તિ ઉપર છે. આ કરવા માંડ્યું પણ એમાં આ મોટી અડચણ છે; આ કરૂં પણ એમાં આટલા વાંધાઓ છે; આ વસ્તુ જો આમ હોય, તોજ આ આમ થાય. આતો બની પડે એમજ નથી, ફલાણું તો શકયજ નથી; આવા વાંધા સાંધા કલ્પી લઈ કાંઈ પણ કામ હાથજ ન ધરવું અને કદાચ કામ હાથમાં લીધું તો તેને જરાપણ અડચણ આવતાં છોડી દેવું એના જેવું હાંસીપાત્ર હીચકારાપણું જગતમાં બીજું એકે નથી. એને માટે મહાત્મા ભર્તૃહરી લખી ગયા છે કે “ તદ્દન હલકા માણસો કોઈ પણ કામ હાથ ધરતાએ નથી. એથી સ્હેજ ચઢીઆતા માણસો કામની શરૂઆત કરે છે પણ તેમાં જરાયે અડચણ આવતાં તે છોડી દે છે. પણ જે ઉત્તમ માણસ છે તેતો ગમે તેટલાં વિઘ્નોની પરંપરા આવે તો પણ હાથ ધરેલું કામ જ્યારે પાર પાડે છે ત્યારેજ જંપીને બેસે છે.

વળી એંગ્રેજ એક જગ્યાએ એમ પણ લખ્યું છે કે આરંભ કરેલા કામનો છેડો લાવવો એ બુદ્ધિનું બીજું લક્ષણ છે.

## ૫. માત્ર બેજ રસ્તા

બુદ્ધિનું આ બીજું લક્ષણ નિર્ણયાત્મક બુદ્ધિનું સૂચક છે. અને વીરત્વની કોઇ પણ ભાવનામાં આ નિર્ણયાત્મક બુદ્ધિનુંજ અન્ય સ્વરૂપે દર્શન છે. મૂળ જેનાં ઊંચે છે અને ડાળ જેની નીચે છે એવા પીપળાની ઉપમા જેને અપાય છે એવા આ સંસારમાં ગતિ માત્ર બેજ છે. કયાં તો ઊંચે ચઢવું નહિ તો નીચે પડવું, એ સિવાયની અન્ય સ્થિતિ કુદરતની વિરૂદ્ધ હોવાથી સંભવતી નથી.

સંસાર માત્ર સર્વત્ર સક્રિય છે જગતમાં અક્રિયપણાંને અવકાશ નથી. અકર્મને માટે સ્થાન નથી. જે અક્રિયપણું જણાય છે તે મૃગજળવત્ માત્ર બહારનો દેખાવજ છે એ તો ફક્ત અવનતિના આરંભનીજ એક દશાનું દર્શન છે. આમ હોવાથી સક્રિયપણામાંજ મનુષ્યની સંકલ્પબુદ્ધિની સફળતા છે.

નિર્ણય વિના પ્રવૃત્તિ નથી. પ્રવૃત્તિ વિના જગતનો વ્યવહાર નથી.

## ૬. સંકલ્પનો જન્મ

નિર્ણય વસ્તુઓના વિવેકમાંથી ઉદ્દભવે છે.

વિવેક વસ્તુઓના વિચારમાંથી આવે છે. એ વિચા થવાનું કારણ વસ્તુઓનું જ્ઞાન છે. જ્ઞાન વસ્તુન અનુભવમાંથી આવે છે. અનુભવ વસ્તુના રસન ઉપર આધાર રાખે છે. રસનો આધાર વસ્તુનું દર્શન અને સ્વત્વની ભાવનાને અવલંબી મમત્વની વાસન રૂપે રહેલો છે.

મેં રૂપાનો ચમચો જોયો એનો ચળકાટ મને ગમ્યો એ ચમચો મારો કરવાની ઇચ્છા થઇ. મે વિચાર કર્યો. હું એમ કરૂં ? હું એને પહોંચી શકીશ પહોંચવામાં હાનિ તો નથી ? પહોંચવું એ નિર્ણય થઇ ગયો. ક્રિયા શરૂ થઇ ગઇ. હાથ લંબાયો. ચમચો મેં લીધો.

## ૭. સંકલ્પનું ફળ

સંકલ્પના ફળમાં વિજય પ્રાપ્તિ રહેલી છે અને ઇષ્ટપ્રાપ્તિથી ભિન્ન એવું સુખ જગતમાં અન્ય સાંભળ્યું નથી, જોયું નથી, અનુભવ્યું નથી. ઇષ્ટ પ્રાપ્તિ પ્રવૃત્તિની પોષક છે. એજ પ્રવૃત્તિનું પહેલું પગથીઉં છે, તેમજ છેલ્લું પગથીઉં પણ એજ છે.

મનુષ્ય સ્વભાવનું લક્ષણજ એ છે કે એક અભીષ્ટ પ્રાપ્ત થતાં બીજું અભીષ્ટ રહેજ અને એ પ્રમાણે ઉત્તરોત્તર અભીષ્ટપરંપરા પ્રાપ્ત થતાં અનંત એવી પ્રભુપદ સુધીની પ્રગતિની પ્રેરણા રહ્યાંજ કરે, ઉત્સાહ વિસ્તર્યે જાય અને આનંદનું સામ્રાજ્ય વ્યાપે.

વસ્તુ સ્થિતિ આવી હોવાથી શા માટે કરીશ એના જવાબમાં એજ હોઈ શકે કે એ મારો સ્વભાવ છે, કારણ કે હું માણસ છું, અને એ ઉપરાંત જો કાંઇ પૂછો તો મને એમ કર્યા વગર ચાલે એમજ નથી.

---

## પ્રકરણ ૩ જું.

### કોણે કર્યું ?

આ તે કેવો સવાલ ? કોણે કર્યું ? મેં કર્યું ; તમે કર્યું ; તેણે કર્યું ; રસ્તે ચાલનારે કર્યું. જેણે જેણે નિશ્ચય કર્યો તેણે તેણે કર્યું.

એક નાનો સરખો છોકરો હતો તે ગુ. ત્રીજા ધોરણમાં દાખલ થયો. ત્યાં તેના જોવામાં વર્ગનો પહેલો છોકરો આવ્યો. તે છોકરો નવા નિશાળીઆને ગમી ગયો. ઝીકની ટોપી, લાંબો ગરમ કોટ, જવાબ દેવામાં તત્પરતા, બોલવા ચાલવામાં વિવેક, આ સર્વ જોઈ નવા આવનારને તેના જેવા થવાનું મન થયું. તે છોકરાએ ગાંડાઈ કરી વર્ગમાં સવાલ મુકયો. આપણે પહેલા ન આવી શકીએ? આ ઝીકની ટોપીવાળોજ પહેલો રહે? વર્ગના મોટા છોકરાઓ હસી પડ્યા. આનું પરિણામ એ આવ્યું કે નવો આવનાર દાખલ થયા પછીની પહેલીજ પરીક્ષામાં પહેલો આવ્યો. ગુજ-રાતીનાં ૬ અને અંગ્રેજીનાં ત્રણ એમ નવ વર્ષ તે પહેલા છોકરાને બીજા જવાનો વારો આવ્યો.

૧૨, ૧૨ વર્ષે પરીક્ષામાં આખરે પાસ થયલા થોડા દાખલા મળે એમ નથી.

દલીચંદ મારવાડી દોરીલોટા લઇ કલકત્તે ગયલો. ત્યાંથી તેને બરમા જવાનું થયું. પોતે કાંદા ખાવા માટે એક ગુણ લઇ ગયલો. તે અચાનક બર-માના લોકોને ભાવે છે એમ માલમ પડ્યું અને દલી-

ચંદે આખા બરમાના લોકોને કાંદા ખાતા કર્યા. એ લક્ષાધિપતિ થઇ ગયો. જગપ્રસિધ્ધ કાર્નેગીનો દાખલો પણ એવોજ છે. એ કઇ સ્થિતિ પરથી કઇ સ્થિતિએ પહોંચ્યો. "મા, આવા ચોખા રાંધને" આવું છોકરાનું કરુણ અવાજે બોલવું સાંભળી માની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. માએ જવાબ દીધો "બેટા આવા ચોખા તો ખંભાતથી આવે છે અને તે પણ બીજા કોઇ દેશમાંથી ત્યાં આવે છે; એવાં આપણાં નશીબ ક્યાંથી હોય કે આપણે આવા ચોખા વસાવી શકીએ." ૧૦ વર્ષનો છોકરો આ જવાબ સાંભળી મધ્ય ગુજરાતમાંથી નીકળી ખંભાત આવ્યો, ત્યાંથી બંગાળ ગયો અને બરાબર ૨૦ વર્ષ પોતાના દેશમાં એણે છપ્પન ઉપર ભૂંગળ વગડાવી.

નેપોલીઅન એકવાર સુવેઝ જ્યારે સંયોગી-ભૂમિ હતી ત્યારે રાતા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે ઘેરાઇ ગયો. એની સાથે એનું લશ્કર પણ હતું. અમાસના દિવસની રાતની ભરતી; સર્વત્ર અંધકાર. આ વખતે નેપોલીઅન એક કેંદ્રવર્તી વતું-લોની બ્યૂહરચનાથી પોતાના લશ્કરને સહીસલામત રીતે બચાવીને લઇ ગયો

પુલ ઉપર ગોળીઓના વરસાદની અંદરથી એ લશ્કરની આગળ મોખરે ચાલીને લઇ ગયો. આ વીર પુરૂષ શિયાળાની અર્ધી ઋતુએ લશ્કર સાથે આલ્પસ ઓળંગવામાં ફ-તેહમંદ નીવડ્યો હતો. એણે શું ન કર્યું ? આરંગઝેબ ૮૦ વર્ષની ઉમ્મરે શું દખ્ખણ સર કરવા નહોતો ગયો ?

હવે જો આપણે સાહિત્યના ક્ષેત્ર ઉપર દૃષ્ટિ નાંખીએ તો કાળીદાસ અને પ્રેમાનંદે શું કર્યું ? બાલ્ઝૅકને એક વખતે એના પિતાએ એમ કહ્યું કે "અલ્યા છોકરા તું જાણે છે કે લેખક ક્યાંતો રાજા થાય છે કે ક્યાંતો ભિખારી થાય છે ? સાહિત્યનું ક્ષેત્ર એને માટે જ છે. ક્યાંતો સામ્રાટને માટે કે ક્યાંતો ભીખારીને માટે" બાલ્ઝૅકે જવાબ દીધો કે "હું રાજા થઇશ." અને ૪૦ વાર્તા લખ્યા પછી એની સ્થિતિ સુધરી. એણે કુલ ૮૪ પુસ્તકો લખ્યાં છે.

એક સામાન્ય કાયસ્થનો છોકરો હતો. તેને એવી ગરીબ અવસ્થામાંથી આગળ આવવાનું હતું કે તેનો આપણને ખ્યાલ પણ ન આવી શકે. મ્યુનિસિપાલિટિને દીવે એ વાંચતો; માફીમાં ભણતો; સાંજ

તથા સવારે કાંઇક ધંધો કરી પોતાના કુટુંબનું પોષણ કરતો. આ સ્થિતિમાંથી એ હાઇકોર્ટના જજની પદવી પ્રાપ્ત કરી શકયો.

એક ગરીબ સુથારનો છોકરો ખુરશીની બેઠક ઘણીજ સંભાળપૂર્વક સાફ કર્યા કરતો હતો તેને કોઇકે મશ્કરીમાં પુછયું અલ્યા આને માટે કાંઇ આટલી બધી મહેનત કરે છે? પેલે છોકરે જવાબ દીધો કે "હું જ્યારે જજ થઇશ ત્યારે આ ખુરશી પર બેસવાનો છું" અને આ મશ્કરી જેવા શબ્દો ખરા થઇ ગયા.

અરે આ સઘળાં કરતાં મોટો દાખલો આપણે આ વખતે ન ભૂલી જવો જોઇએ. મહાત્મા વિષ્ણુ ગુપ્ત. એણે આખા નંદના મહારાજ્યને ઉથલાવી નાંખ્યું. નંદ કુળનો નાશ કર્યો અને મૌર્યને ગાદીએ બેસાડયો. એના બચપણની એક વાત ટાંકવા જેવી છે. એક વખતે રસ્તેથી જતાં એના પગમાં કાંટો વાગ્યો. એણે તે કાંટાના મૂળમાં મધ રેડયું. કીડીઓએ કાંટાનો સમૂળ ઉચ્છેદ કર્યો.

અરે આથી પણ આશ્ચર્યકારક દાખલો તો હેલન

કેલરનો છે. એ બાઇ આંધળી, મુંગી અને બહેરી હતી. તેણે અભ્યાસ કર્યો અને પંડીતા થઇ, એણે મોટા તત્વવેત્તાઓ જેવાં પુસ્તકો લખ્યાં છે.

આપણે ઉપર જોઇ ગયા કે વ્યાપારમાં, રણ-ક્ષેત્રમાં અને સાહિત્યના ક્ષેત્રમાં કેવા નાના માણસો મોટા થઇ ગયા છે. હવે આપણે સહુથી અગત્યના ક્ષેત્રમાં તપાસીએ. ધર્મના ક્ષેત્રમાં કરનારાઓ શું કરી ગયા છે.

બુદ્ધ, ઇસુ, મહમદ અને શંકરની શક્તિનું રહસ્ય શું હતું ? એજ. મનુષ્ય સમુદ્રના મોજાંરૂપ વ્યક્તિઓનાં વધુમાં વધુ અંતર્ગત હૃદયો બહાર ખેંચાઈ આવી એમનાં પાદપંકજમાં ઢળ્યાં. મનુષ્યમાં ક્વચિત્ ક્વચિત્ આખાં હૃદયો ઉલટાઇ ગયાં. એ લોકો-એ પોતાની મરજી અનુસાર મનુષ્યોને નચાવ્યાં. તે લોકોની ધર્મભાવના દ્વારા આખીને આખી સંસ્કૃતિ-ઓના પ્રતિનિધિરૂપ પ્રજાના સમુહો, પ્રજા સંઘોને વાળ્યા. સર્જનજુની પ્રાચીન પ્રણાલિકાઓ એ લોકોના સંકલ્પબળ આગળ વિવશ બની ગઇ. પાર્થિવ હેતુઓની પ્રાપ્તિ એ લોકોને મન નજીવી હતી.

એ લોકોએ અપાર્થિવ અર્થ પ્રાપ્ત કર્યા. એવા-
ઓની સામે જોતાં આપણી આંખો ઝંખવાઈ જાય
છે. એવાઓની વાત સાંભળતાં આપણી મતિ મુંઝાઇ
જાય છે. આપણે બેભાન બની જઇએ છીએ. આ
વસ્તુઓ એ લોકોએ કરી બતાવી છે.

---

## પ્રકરણ ૪ થું

### કેવી રીતે કર્યું ?

વસ્તુ પ્રાપ્ત કરવાને માટે નિર્ણય કર્યા પછી તેનો
નિર્વાહ કરવો જોઇએ. ઘણા માણસો પોતાનું ધારેલું
કામ કરી શકતા નથી તેનું કારણ જો આપણે જોવા
જઇએ તો તે લોકોમાં બે વાના તરતજ જણાઈ આવે
છે. એક તો એ લોકો કોઇ પણ કામ ઉપર લાંબો
વખત ટકી શકતાં નથી; અને પહેલાં તો કામ હાથ
ધરતાં પહેલાંજ સમવિસમમાંજ લાંબો વખત પસાર
કરી નાંખે છે અને જો કોઇ પણ વસ્તુ સહુથી વધારે

નુકસાનકારક હોય તો તે આ સમવિસમપણું છે. એને માટે શ્રીકૃષ્ણે પણ લખ્યું છે કે સંશયાત્માનો જરૂર વિનાશ થાય છે. માણસે પોતાનું કામ કર્યાંજ જવું જોઇએ. પોતાની ફરજ બજાવવામાં મરવું એ પણ વધારે સારૂં છે. પારકાનો ધર્મ વધારે સારો હોય તો પણ તે ભયપ્રદ છે. જેવી રીતે એકાદ ચક્કી ચલાવનાર પાણીની ટાંકી જો કાણી હોય તો તેમાંથી પાણી નીતરી જાય છે તેમજ માણસો બેચાર કામમાં પોતાનું ચિત્ત રોકે તો જેવી રીતે ચક્કી ચાલતી બંધ પડી જાય છે તેવીજ રીતે કામ પણ થઈ શકતું નથી. કોઈ પણ માણસ એકી વખતે ચાર પાંચ થઇ શકતો નથી. બધું બળ એકજ વસ્તુ ઉપર વપરાય તો જ કામ બરાબર થાય છે.

એક વખતે એક માણસને એમ પુછવામાં આવ્યું કે તમે આટલું બધું કામ કેવી રીતે કરી શકો છો. ત્યારે તેણે જવાબ દીધો હતો તે ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે કે એકી વખતે હું એકજ કામ કરૂં છું. અને કોઇ પણ કામ હું એક વખતથી વધારે કરતો નથી. એટલે બીજા જેટલું કામ કરે છે તેનું ૧/૩ જેટલું કામ કરૂં છું. ઘણા જણા દરેક

કામ ઓછામાં ઓછું ત્રણ વાર કરે છે. પહેલાં તે કામ વિચારમાં કરે છે ત્યાર પછી તે ખોટી રીતે કરે છે અને તેથી કામમાં અનેક તરેહની ભૂલો થાય છે અને છેલ્લી વખતે તે બરાબર કરે છે.

દરેક કામ કરવાની હમ્મેશાં બેજ રીતો હોય છે એક ખરી અને બીજી ખોટી. જો ખોટી રીતે કામ થાય તો તે કામમાં કયાં તો ઘણી ભૂલો થાય છે, અને બરાબર થતું નથી અને કેટલીકવાર તો એમ પણ બને છે કે કામ બીલકુલ થતુંજ નથી. ત્યારે ખરી રીતે કામ કરવામાં કામ સહેલાઇથી થાય છે, સારૂં થાય છે. ઝડપથી થાય છે અને કામ થતું જાય તેમ તેમ આત્મ-પ્રતિષ્ઠાપનના આનંદથી ઉર્મિઓ ઉઠતી જાય છે.

સમવિસમ કર્યાં કરવાથી તક વહી જાય છે અને તક ગઇ એટલે થઇ રહ્યું. "બુંદસે ગઇ ઓઝસે નહીં આતી" તે પ્રમાણે તક ગયા પછીનો વખત ઘણીવાર વ્યર્થજ જાય છે. જો સહુથી ઉત્તમમાં ઉત્તમ ધન હોય, અને સહુથી વધારે કંજુસાઇથી જો કાંઇ પણ વાપરવાનું હોય તો તે વખતજ છે. કારણ કે એ નાણું આપણા ખજાનામાં કેટલું છે તે બાબત આપણે

તદ્દન અજ્ઞાત હોઇએ છીએ માટે જે વખત હોય તેનો સદુપયોગ તરતજ કરવો જોઇએ; તે સમવિસમમા નકામો ગાળી નાંખવો ન જોઇએ. વખતને એક વૃદ્ધ ડોસાની ઉપમા આપેલી છે અને તેને આગળથી વાળ છે અને પાછળથી તાલ છે. એ જો આવતાં પકડાય તોજ પકડી શકાય; નહીં તો એનું માથું હાથમાંથી સરી જાય. જો કોઈ વસ્તુ વધારેમાં વધારે ત્યાગવા જેવી હોય, સાહસ કરતાં પણ વધારે નઠારી હોય તો તે સંકલ્પ વિકલ્પની સ્થિતિ છે. એનાથી તાવની માફક આખા શરીરમાં ધ્રુજારી છુટે છે. નિર્બળતા આવે છે.

એક કવિએ લખ્યું છે કે ઉદ્યમ કરવાથી કાર્ય સિદ્ધ કરી શકાય છે. માત્ર બેઠાં બેઠાં વિચાર કર્યા કરે કશું વળતું નથી. સિંહ જો સુઇ રહે તો કાંઇ અન્ય પશુઓ એના મુખમાં આવીને પડતાં નથી. એ સિવાય બીજા પણ એક કવિએ કહ્યું છે કે બેઠેલાનું નશીબ બેઠેલું છે, સુતેલાનું નશીબ સુતેલું છે અને ચાલનારનું નશીબ ચાલતું છે. "વળી ફરે તેજ ચરે અને બાંધ્યું ભૂખે મરે" આ ઉક્તિઓ જણાય છે તદ્દન સાદી પણ એની ખુબી તો એ પ્રમાણે વર્તવામાંજ માલમ પડે છે.

એક વખતે એક માણસે કહ્યું હતું કે હું દરજીની સોયના જેવો છું. કામ કરવું હોય ત્યારે હું વસ્તુની આર પાર જઈ આવીનેજ જંપું છું. રીશ્લ્યુ પણ એમજ કહેતો "મારે કાંઇ કરવું હોય છે ત્યારે હું સિધો તે કામ ઉપર જાઉં છું અને કરવા માંડું છું. કોઇ પણ વિઘ્ન હું વચ્ચે આવવા દેતોજ નથી; તેને હું કાપી નાંખું છું કે મૂળમાંથી ઉખેડી નાંખું છું.

તરતાં શીખવું હોય તો તેને માટે સીધો રસ્તો એજ કે પાણીમાં પડવું. એક વખતે એક વિદ્યાર્થી હતો તેને અચાનક એક મોટા ગણિતના પ્રોફેસરને મળવાનો પ્રસંગ આવ્યો. આપણા વિદ્યાર્થીને ગણિત જરા પણ આવડતું ન હતું. તેણે પેલા પ્રોફેસરને પૂછ્યું કે સાહેબ ગણિત મને બીલકુલ નથી આવડતું. એ શીખવાને માટે કાંઇ રસ્તો હશે. તમને આટલું ગણિત શી રીતે આવડી ગયું. તે વખતે પ્રોફેસરે એટલો જવાબ દીધો કે "ભાઈ ગણિત શીખવાને માટે કોઇ પણ રાજમાર્ગ નથી. એને માટે તો એટલુંજ કે દાખલા તમારે ગણવા માંડવા અને બનતાં સુધી જ્યારે ત્રણ ચાર દિવસ સુધી એક દાખલો મથ્યા છતાં ન આવડે ત્યારેજ કોઇને પૂછવા જવું.

આપણા વિદ્યાર્થીને આ વાત વિચિત્ર લાગી. પણ એણે તે પ્રમાણે કર્યું અને બીજા વરસથી એને ગણિત ઘણું જ સારૂં આવડવા માંડ્યું.

કેવી રીતે? આ પ્રશ્ન ઉપર વિચાર કરતાં જો આગળ વધીએ તો કેટલીક વાત તરતજ આપણી નજરે ચઢી જાય છે. એક વખત એક મોટો કલાકાર હતો તે એક પૂતળું તૈયાર કરતો હતો. ત્યાં તેને મળવા કોઇક મિત્ર જઇ પહોંચ્યો. તેણે ટીકા કરી કે પુતળું તદ્દન તૈયાર થઇ ગયું છે. તે વખતે પેલા કળાકારે જવાબ દીધો કે "ના ભાઇ હજુ એ તૈયાર નથી થયું, એમાં આ નાકાની દાંડીને સ્હેજ નમણી કરવાની છે. આ કાનનો ગોળાકાર વધારે સફા કરવાનો છે. આ આંગળાંઓની અણી તપાસવાની છે અને શરીર પર સફાઈ લાવવાની, આવું આવું તો ઘણું બાકી છે. એના આંખનાં ખૂણાઓ ઉપર સ્હેજ સ્હેજ રતાશ મૂકવાની છે. ત્યારે પેલા મિત્રે જવાબ દીધો કે અંહ! આ વાતો તો નજીવી છે. ત્યારે આપણા કળાકારે જે કહ્યું તે ખાસ ધ્યાન રાખવા જેવું છે. એણે કહ્યું કે એ નજીવી વસ્તુઓમાંથી જ સંપૂર્ણતા સધાય છે અને સંપૂર્ણપણાંને કાંઇ

તમે નાની વસ્તુ નહીં કહો. ગ્લેડસ્ટન પોતાના છોક-રાંને એમજ ઉપદેશ આપતો હતો કે ગમે તેવી નજીવી વસ્તુ હોય તો પણ તેને સંપૂર્ણ રીતે સારીજ કરવી.

હવે આ સામાન્ય આનુષંગી બાબતો પરથી આપણે બરાબર ન્યાયની દૃષ્ટિએ તપાસીએ તો સંકલ્પ સિદ્ધિને માટે જે ખાસ જરૂરની વસ્તુઓ છે તેમાં એકાગ્રતા, અભ્યાસ અને આત્મશ્રદ્ધા એને સરખું વજન આપવું પડે તેમ છે. એમાં જો ન્યૂનાધિકતા હોય કે એમાંથી જો એકાદનો અભાવ હોય તો સંકલ્પ સિદ્ધ થાય કે કેમ તે સવાલ પડી જાય.

## ૧. એકાગ્રતા

ભગવાન દ્રોણે શિષ્યોને સભામાં પૂછયું કે "હે, શિષ્યો ! તમે શું દેખી રહ્યા છો !" ભગવાન દ્રોણ ધનુર્વિદ્યાની પરીક્ષા લેતા હતા. નાના, સમગ્ર કૌરવ પાંડવોના એ ગુરૂ હતા. શિષ્યોએ જવાબ દીધો "સભાજનોને, આપને, વૃક્ષને અને પક્ષીને." ગુરૂએ આ જવાબ સાંભળીને સઘળાજ પાસેથી ધનુષ્ય અને બાણ લઇ લીધાં. પાર્થને ગુરૂએ પૂછયું. "હે

પાર્થ ! તું શું જુએ છે?" પાર્થે જવાબ દીધો "ગુરો ! હું માત્ર પક્ષીનેજ દેખી શકું છું." ગુરૂએ ફરી કહ્યું "બરાબર જવાબ દે." અને પાર્થે કહ્યું "ગુરો હું માત્ર પક્ષીનું માથુંજ દેખી શકું છું. ગુરૂની આજ્ઞાથી નરશ્રેષ્ઠ અર્જુનની પણુચ પરથી બાણ છૂટયું. પક્ષી વીંધાઈ અર્જુનના પગ આગળ પડયું.

એવું કહેવાય છે કે ન્યૂટને એક વખત ઇંડાને બદલે પાણીમાં ઘડીયાળ ઉકાળી હતી. એ વિષયમાં એની એટલી એકાગ્રતા હતી. એકવાર એક તત્વ-જ્ઞાનનો શિષ્ય વિચારમાં ને વિચારમાં દીર્ઘશંકાએ જતાં હાથમાં પાણીનું બદલું લઈ પોતાની કૉલેજના હૉલમાં પહોંચી ગયો હતો. આ બધા ઉપરાંત મને યાદ છે કે હું નાનો હતો અને મારા શિક્ષક જ્યારે એમ. એ. નો અભ્યાસ કરતા હતા ત્યારે એક તત્વવેત્તાનું જીવનચરિત્ર વાંચતાં એમણે મને કહ્યું હતું કે તે તત્વ-વેત્તા જ્યારે વિચાર કરવા બેસતો ત્યારે તેના શ્વાસો-શ્વાસ પણ બંધ થઇ જતા. અને તરતજ મને આપણા યોગીઓની સમાધિનો ખ્યાલ આવ્યો અને હું બોલી ઉઠયો કે "સાહેબ એજ આપણા યોગીઓની સમાધિ

પરમેશ્વરનાં દર્શન એજ રીતે થતાં હશે."

## ૨. આત્મ શ્રદ્ધા

એકલવ્યે આત્મશ્રદ્ધાથી ગુરૂની મૂર્તિ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કર્યું, અને કર્ણે પરશુરામના પાદસેવનથી વિદ્યા પ્રાપ્ત કરી અને તેનેજ પ્રભાવે એ દ્રુપદની સભામાં અર્જુનની સામે મત્સ્ય વીંધવા તૈયાર થયો અને દ્રૌપદીને ભીતિ ઉત્પન્ન થઇ અને કહેવું પડયું કે હું સૂતપુત્રને નહીં પરણું.

આત્મશ્રદ્ધાનાજ જાદુથી વાયુપુત્ર હનુમાન સીતાની ભાળ સમુદ્ર ઓળંગી લાવ્યા અને લક્ષ્મણને માટે ગંધમાદન પર્વત ઉઠાવી લાવ્યા. વાતાપીનો નાશ કરનાર અને સમુદ્રપાન કરનાર અગત્સ્ય લાંબા પહોળા ન હતા વામનસ્વરૂપ હતા. એણે આત્મશ્રદ્ધાના બળે વિંધ્યને પણ નમાવ્યો. એજ આત્મશ્રદ્ધાના બળે આઠે અંગ જેનાં વાંકાં હતાં એવા અષ્ટાવક્ર જનકની સભામાં પોતાના પિતા કોહલને છોડાવવા ગયા હતા. એજ આત્મશ્રદ્ધાને બળે યાજ્ઞવલ્કય મુનિએ વિદ્યાને વામી નાંખી હતી.

ભણેલું ભૂલી જઇ અસાધારણ ચમત્કાર જગતને બતાવ્યો. સૂર્ય પાસેથી ઘોડાના કાનમાં બેસી વિદ્યા લઇ આવ્યા.

જેનામાં આત્મશ્રદ્ધા છે તેજ બળવાન છે. બળવાન છે તેજ રાજા છે. બળવાનને સર્વ કોઇ સર્વ સ્થળે સ્થાન આપે છે.

આજ આત્મશ્રદ્ધાને બળે મીરાબોએ કહ્યું હતું કે ફ્રાન્સની ક્રાન્તિ ખાળી શકે એવો એકલો હું જ છું. રાજાએ એને પ્રધાનપદે નીમ્યો. એની હયાતિ દરમ્યાન ક્રાન્તિ ન થઇ. આજ સત્તાથી નેપોલીઅને સેનાધિપતિપણું મેળવ્યું હતું. પ્રતાપ મુગલ સામ્રાજ્ય સામું થયો હતો અને ગરીબાઇમાં ભામાશાએ એને મદદ કરી હતી.

### ૩. અભ્યાસ

અભ્યાસવડે અર્જુન સવ્યસાચી થયા હતા. એને માટે એવું કહેવાય છે કે અર્જુન એક દિવસ જમવા બેઠા હતા અને દીવો ઘેર ગયો. ટેવને અનુસરીને

જમણો હાથ માં ભણીજ વળ્યો અને કોળાયો મ્હોં-માંજ મૂકાયો. અર્જુનને આ ઉપરથી વિચાર આવ્યો અને એણે ડાબે હાથે પણ બાણ મારવાં શરૂ કર્યાં. અભ્યાસવડે બ્રાહ્મણો વેદ મોંએ રાખે છે. અને અભ્યાસવડે મોટા મોટા અખાડાબાજો હેરત પમાડે એવાં કાર્યો કરી શકે છે. અભ્યાસવડેજ તાર, ફોનો-ગ્રાફ, એન્જીન અને મીલ, વાયરલેસ, રેડીઓ અને એરોપ્લેન આવ્યાં છે. અભ્યાસ એ એક પારસમણિ છે. એ જેને અડકે છે તે લોખંડ હોય તો તેનું સૂનું થઈ જાય છે. અભ્યાસ એ એક એવું ભૂગર્ભના દબાણ જેવું અંતરગત્ દબાણ છે કે તેનાથી કોલ-સાનો હીરો થઇ જાય છે.

## ૪. કેટલીક અન્ય પ્રેરણાઓ

વિજયપ્રાપ્તિને માટે અભ્યાસ, એકાગ્રતા અને આત્મશ્રધ્ધા એ ઘણીજ જરૂરની વસ્તુઓ છે. "અશક્ય શબ્દ માત્ર મૂર્ખ માણુસનાજ શબ્દકોષમાંથી નીકળી શકે." "માણસનું કરેલું તો માણસ કરીજ શકે" એ ઇતિહાસ પ્રસિધ્ધ વાક્યો તેમજ "મને જો કયાંઇ અડધો ફુટ ઉભા રહેવાની જગ્યા મળે તો હું આખી દુનિયા

ઉથલાવી નાંખું એ આર્કમીડીસના શબ્દો યથાર્થ ન હોતા એમ નથી. એ શબ્દો સાર્થ છે. अर्थं साधयामि वा देहं पातयामि નિઃસીમ આત્મશ્રદ્ધાનાં સૂચક છે અને આત્મશ્રદ્ધાનું ભાન થવા આપણામાં આદર્શોની ક્યાં ખોટ છે? ક્ષત્રિયોમાંથી રાજર્ષિપદ પ્રાપ્ત કર્યું, તેમાંથી મહર્ષિપદ પ્રાપ્ત કર્યું અને છેવટે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કરનાર વિશ્વામિત્રનું દૃષ્ટાંત શું ઓછું જ્વલંત છે? શારદાપીઠ પર કાશ્મીરમાં જઈને બેઠા તે વખતે પોતાનો સર્વજ્ઞપણાનો દાવો અને કમળપત્ર ઉપરનાં ઝાકળનાં બિંદુ જેવી પોતાનાં ચારિત્ર્યની વિશુદ્ધિની સરસ્વતીને જે ભગવાને પ્રતીતિ કરાવી તે આદર્શમાં ઓછી પ્રેરણા છે?

આ સિવાય અન્ય દેશોમાંથી એકાદ બે દાખલા લઈ શકાય. કોબ્ડન જ્યારે પાર્લામેંટમાં બોલવા ઊભો થયો ત્યારે લોકોએ એને બેસાડી દીધો કારણ કે એ બોલી ન શક્યો. હાઉસ ઑફ કોમન્સની બહાર નીકળતાં નીકળતાં એ બોલ્યો હતો કે એક વખત એવો આવશે કે ત્યારે તમારે મને સાંભળવોજ પડશે. એજ પ્રમાણે ગ્રીસના વક્તાએ મ્હોંમાં કાંકરા ભરી નદી કિનારા ઉપર બાંટા પાડી પાડીને પોતાની જીભ

તોતડાતી હતી તે શુધ્ધ કરી હતી.

“હું”; “મારો સંકલ્પ”; એ ભાવનાઓ જેટલી નિર્ણય સિદ્ધિની પોષક છે તેટલી પોષક વસ્તુઓ બીજી ઘણીજ ઓછી છે.

મુનિ યાજ્ઞવલ્ક્યેજ “આત્માને અર્થે સર્વ” એ સ્વત્વની વ્યક્તિત્વ પોષક ભાવના મુકી છે તે નિરર્થક તો નથીજ. એનું રહસ્ય તો માત્ર અધિકારીઓનેજ સમજાય એવું છે.

---

## પ્રકરણ ૫ મું

### કરવાથી શું ?

એક નાનો સરખો છોકરો હતો. નિત્ય તે અમુક અંતર દોડતો હતો. ઉમ્મર વધતાં તે દોડવાનું અંતર અને તે દોડની ઝડપ વધતી જતી હતી.

આજે આખી દુનિયાના દોડનારાઓ એકઠા થયા છે. મેદાનમાં દૂર દૂર રાજાઓ, મહારાજાઓ, અમીરો, ઉમરાવો, સ્ત્રીઓ સ્પર્ધા પુરાંણા શરત જોવાને બેસી ગયા છે.

દોડનારાઓ છૂટયા. એક ચક્કર થયું; બીજું ચક્કર થયું; ત્રીજું ચક્કર થયું. દોડનારામાંથી ત્રણ આગળ હતા. છેલ્લું ચક્કર પુરૂં થવા આવ્યું. અને સોટીરી આગળ વધ્યો અને બીજા બે પાછળ રહ્યા. તાળીઓનો ગડગડાટ વધ્યો. સોટીરી દુનિયાના દોડનારાઓમાં સર્વથી શ્રેષ્ઠ ઠરી ચુકયો. સ્ત્રીઓએ એનાં ઓવારણાં લીધાં, રાજાએ એને લશ્કરી રીતે સલામ કરી, ઉમરાવોએ એને માટે બેસવાની જગ્યા કરી, એની સાથે હસ્તધૂનન કર્યું પણ સોટીરીની આંખ ક્યાંક બીજેજ હતી.

ટોળામાં એનો વૃધ્ધ પિતા ઉભો હતો. બધા જે વખતે એની ટશે જોઇ રહ્યા હતા તે વખતે એની આંખે ઝાંખ વળતી હતી. કટોકટીનો વખત આવી લાગ્યો હતો. "દોડમાં કોણ આગળ જશે ?" કોઇક

પુછ્યું. વૃધ્ધે જવાબ દીધો, "સોટીરી". બધાએ ડોસાના સામું જોયું.

સોટીરીએ પોતાના પિતાને જોયો. એની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. એણે કહ્યું "પિતા મેં તમારી આજ્ઞાનું બરાબર પાલન કર્યું છે." જીવન આ દોડનાં જેવુંજ છે. જ્યારે સર્વ કોઇ ઉંઘતા હોય, રમતા હોય, જુવાનીની મઝા ઉડાવતા હોય તે સમયે જે કામ કરતા હોય છે સત્ય નિષ્ઠાથી નિશ્ચિત સ્થાન તરફજ જેનું લક્ષ્ય હોય છે, અને તે તરફ દમબદમ ધીરે પણ ચોક્કસ પગલે આગળ વધ્યા જતા હોય છે તેવા માણસોજ મહાવીરને સ્વરૂપે પોતે નિર્ણિત સ્થાને પહોંચતાંજ જગતને હેરત પમાડે છે.

ર મહાબુધ્ધિશાળી છે એમ જો કોઇ કહે, તો એક કવિએ કહ્યું છે તે પ્રમાણે આપણે એટલુંજ સમજવાનું છે કે એ અસાધારણ ઉદ્યોગી છે અને મહા ધૈર્યવાન છે.

મોટા માણસોની મોટાઇ એક દિવસમાં નથી

મળી ગઈ. ચીનની દીવાલ એક દિવસમાં નથી ચણાઇ અને આગ્રાનો જગવિખ્યાત તાજ એક રાતમાં નહોતો બંધાયો. જન્માતરોના સંસ્કારથી, એક કલાકારની કલ્પનામાં વર્ષોની મહેનતે ઉદ્‌ભૂત થયો. રાજાને એ સ્વપ્નસૃષ્ટિ ગમી ગઈ અને એની સહાયથી તાજ સ્થૂળ સ્વરૂપ પકડી સ્થાપત્યની કીર્તિ જગતમાં ગાઇ રહ્યો છે.

## ૧. સંકલ્પની શક્તિ

શક્તિ સંકલ્પને જગતમાં શું અસાધ્ય હોઇ શકે? સંકલ્પ કરો, અને સૂર્યનાં કિરણોની તમારે માટે સૂર્યમંડળ સુધી સીડી થઇ રહેશે. તમે પરિતાપ આપી શકશો. જગતનો અંધકાર નષ્ટ કરી શકશો. સંકલ્પ કરો અને ચંદ્રકિરણો તમને ચંદ્રલોકમાં લઈ જશે. તમારી આગળ સુધાનો પ્યાલો ધરશે. તમે અમર થશો અને જગતને અમર કરી શકશો.

સંકલ્પ કરો અને કલ્પતરૂ તમારી સર્વ કામનાઓ સિદ્ધ કરશે.

સંકલ્પ કરો અને સ્વર્ગની કામધેનુ તમારી

સેવામાં આવીને ઉપસ્થિત થઇ જશે.

સંકલ્પ કરો; ક્રિયાત્મક થાઓ અને નિર્દોષ ફુલ-દાંઓ, કમળ, પોયણાં, ગુલછડી, જાુઇ અને બોરસળી તમારીજ ફોરમ ફોરશે. તેની સુવાસમાં તમારીજ ગંધ પ્રસરાવશે. તમારો સંકલ્પ સિદ્ધ કરતાં સબજીવનવાહી મેઘ પોતાના ગર્ભમાંથી વિધુત્‌નો પ્રકાશ તમારા ઉપર નાખશે. તમારા ઉપર સબજીવન વર્ષાવશે.

વાચક! આ પ્રકરણ બંધ કરતાં કરતાં મુલતવી રાખવાનાં કેવાં માંઠા ફળ આવે છે તેનો એક પૌરાણિક દાખલો તારી આગળ રજુ કરવાની મારી લાલસા હું રોકી શકતો નથી. એમ કરવામાં જો હું સ્હેજ અપ્રસ્તુત થાઉં તો ક્ષમા કરજે. હવે તારા ધૈર્યને તારે વધારે કસવું નહીં પડે. આ નાનાં પુસ્તકના છેડો આવતાં હવે વાર નહીં લાગે.

રેવતીના પિતા પોતાની પુત્રીને માટે વર શોધતા હતા તે વખતે સત્યયુગ ચાલતો હતો. પોતાની કન્યા કોને આપવી એ સલાહ લેવા એ પિતામહ પાસે

ગયા, પિતામહ સંધ્યામાં રોકાયેલા હતા. તે સંધ્યા કરી રહ્યા પછી રાજાએ પોતાની વાત કહી અને બ્રહ્માએ કહ્યું "અલ્યા ગાંડા! પૃથ્વી પર તો યુગો બદલાઇ ગયા. જા, જા, હાલ પૃથ્વી પર કલિયુગ ચાલે છે એમાં તારી કન્યાને માટે યોગ્ય શ્રી કૃષ્ણના મોટાભાઇ બળદેવ છે." રાજા પોતાની કન્યા સાથે મૃત્યુલોકમાં આવ્યો તો કલિયુગનાં વેંતીઆં માણસો જોયાં. પોતાની સાત તાડ જેટલી ઉંચી કન્યાને સાત ફુટના વર સાથે શી રીતે આપવી? પ્રિય વાચક! તું પણ ધ્યાન રાખજે કે તારી પણ મનોકામનારૂપી લાડકી દુહિતાને માટે આવા વેંતીઆ વરોજ ન રહે. સંકલ્પ-વિકલ્પમાં રેવતીના પિતા તો બળભદ્ર પણ પોતાની પુત્રી માટે મેળવી શક્યા. પણ આપણી સ્થિતિનો તો મને ખ્યાલજ નથી આવી શકતો. આપણે તો આવી સ્થિતિમાં આપણી છોકરીને કુંવારીજ રાખવાનો વારો આવે.

# પ્રકરણ ૬ ઠું

## ફેરો

હે અર્જુન! એટલા માટે તું ઉઠ, યુદ્ધને માટે જેણે નિશ્ચય કર્યો છે એવો તું એટલા માટે લડ. જીતશે તો તું પૃથ્વીનો ભોક્તા થઇશ; હારશે તો સ્વર્ગમાં જઇશ. અત્યારે નિર્વેદ કેવો? લડવું એ તારી પ્રકૃતિ છે. પ્રકૃતિ વિરૂદ્ધ આચરણ કરવાથી તને પસ્તાવો થશે. લોકમાં તારી અપકીર્તિ થશે અને મનસ્વીઓને અપકીર્તિ કરતાં મરણ વધુ પ્રિય હોય છે. જે નાશવંત છે તેનો મોહ શો?

આ શબ્દોનું પરિણામ શું? ભીષ્મ, દ્રોણ, જયદ્રથ, કર્ણ, શલ્ય, શકુનિ, અશ્વત્થામા, કૃપાચાર્ય, દુર્યોધન; એ લોકોનો નાશ અને યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક.

ધન્ય કૃષ્ણ ધન્ય! આ પ્રેરક શબ્દો જો મહાભારતનાં સંતાનો નહીં ઝીલે તો તેના જેવાં બીજાં હતભાગી કોણ? જગદ્‌ગુરો વ્યાસ! જગતને તમે આ વારસો આપી ગયા એનું ઋણ જગત્ ક્યારે વાળશે?

# પ્રકરણ ૭ મું

## ત્રણ ખાસ વસ્તુઓ.

૧

બ્રહ્મચર્ય વડે ભીષ્મ મૃત્યુને ખાળ્યું હતું અને વાયુપુત્ર હનુમાનનું બળ બ્રહ્મચર્યનુંજ પરિણામ હતું અને એને જ પ્રતાપે લક્ષ્મણ ઇંદ્રજીતનો વધ કરવાને સમર્થ થઇ શક્યા હતા. બ્રહ્મચર્ય વગરનો માણસ કાણી ટાંકીના જેવો છે એનામાંથી બળ નીતરી ગયું હોય છે.

સ્વામીનારાયણે પોતાના એક સાધુને સ્ત્રીનું ચિત્ર પણ જોવાની ના કહી હતી. અને એક વખતે તે અશ્રદ્ધાળુ સાધુને મહાકાળના દહેરામાં સુવાનો પ્રસંગ આવ્યો. રંગ મંડપમાં સ્ત્રીઓનાં ચિત્ર હતાં. રાતના સાધુ એકાએક ચોંક્યા અને દોડ્યા. તે ઠેઠ સ્વામીનારાયણના પગમાં જઇને પડ્યા. સ્વામીનારાયણે પૂછ્યું "મહાત્મા આટલી બધી ગભરામણ શેની છે" મહાત્મા બોલતાં બોલતાં બેભાન બની ગયા "મહા-

રાજ ! મહારાજ ! જુઓ આ દોડતી આવે છે આટલી બધી કૃત્યાઓ વસ્ત્ર વગર" બેકને પણ એક જગ્યાએ કહેલું છે કે "પ્રેમમાં પડેલો માણસ કોઈ પણ મોટું કામ કરવાને માટે નાલાયક બની જાય છે.

૨

વળી પોતાના કાર્યને માટે માણસને રમત જેવો શોખ જોઇએ. એક જબરજસ્ત ઑસ્ટ્રેલીઅન ખાસો છ હથ્થો જુવાન હતો. એ ગરીબ ખેડુત હતો. એને વેપારનો શોખ થયો. એ જાતે ને જીવે એકલો હતો. એણે સાધારણ પૈસો એકઠો કર્યો. છતાં એ વેપાર કર્યા જ કરતો હતો. કોઇએ એને પુછ્યું કે ભાઈ આ શા સારૂ ત્યારે એ જરા મ્હોં મલકાવીને આંખ મારીને કહેતો કે "અરે, યાર આની મઝા મારાથી છોડાતી નથી. હું ખેડુત છું અને મોટાં મોટાં ઝાડ કાપીને ખેતર સાફ કરવાની મારી વૃત્તિ અટકતી નથી. મને આમાં કોઈ ઓર આનંદ આવે છે.

૩

આ સિવાય કાર્ય કરવામાં જે સાહુથી મોટો પણ

સહુથી તુચ્છમાં તુચ્છ ભય છે ને તે એ છે કે લોક શું કહેશે. લોક વાયકા ! લોકાપવાદ ! એનો ભય તાટકા કરતાં પણ વધારે છે. શુર્પણખા એની આગળ શી વિસાતમાં ! એને માટે એક આધુનિક તત્વવેત્તાએ કહેલું છે તે ખાસ યાદ રાખવા જેવું છે એ લખે છે કે "માણસ તો ગાંડા ક્વચિતજ મળે છે પરંતુ સમૂહ તો હંમ્મેશાંજ ગાંડા હોય છે" એ ગાંડા સમૂહમાંથી છુટાં પડી ટોળાંની બહાર ઉભા રહેવું જોઇએ. એ ટોળાં ઉપર માણસે કાબુ મેળવવો જોઇએ.

તમે તમારી કિમ્મત કરો અને જગત્ તમારી કિમ્મત કરશે.



# ઉપસંહાર

વાચક ! તું પુરૂષ હોય તો ધ્યાન રાખજે કે પુરૂષ એટલે પ્રભુ, બળની મૂર્તિ, રામ, કૃષ્ણ, બુધ્ધ, શંકર, ભીષ્મ, ચાણાક્ય, ચંદ્રગુપ્ત, સીઝર, નેપોલીઅન, એ લોકોને તારા કરતાં કાંઈ વિશેષ ન હતું કે કાંઈ ઓછું ન હતું.

એક બાવો હતો. તેણે જંગલમાં ઢોરને પાણીની આપદા પડતાં જોઇ અને એક સારી જગ્યા જોઇ પોતાને ચીપીએવતી કુવો ખોદવા મંડી ગયો. ત્યાંથી ખેડુતો જતા હતા તે લોકો મદદે આવ્યા અને સારો કુવો તૈયાર થઇ ગયો.

વાચક ! તું સ્ત્રી છે ? એમ હોય તો તું ધ્યાન રાખજે કે તું જગતની આદ્યશક્તિ છે; પ્રથમ પ્રકૃતિ છે, તું દુર્ગા છે, સીતા છે, તારા છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને ગોદમાં લેનાર અનસૂયા છે.

વાચક ! તું બાળક છે ? કૃષ્ણ બાળક હતા, રામ વિશ્વામિત્ર સાથે ગયા ત્યારે બાળક હતા, વામન બાળક હતા, નાગકુળને બચાવનાર આસ્તિક બાળક હતો, અષ્ટાવક્ર બાળક હતો, અભિમન્યુ બાળક હતો, દેહુતિને બાળક કપિલે જ્ઞાન આપ્યું હતું; તેમજ બાળક શંકરે પોતાની માતાનું સમાધાન કર્યું હતું, ધ્રુવ બાળક હતો; પ્રહ્લાદ બાળક હતો.

વાચક ! તું વૃધ્ધ છે? વૃધ્ધ ઔરંગઝેબે દક્ષિણ સર કર્યું હતું.

વાચક ! તું જુવાન છે? પીટ ૨૪ વર્ષની ઉમ્મરે ઈંગ્લંડનો પ્રધાન બન્યો હતો.

વાચક ! તું બાળક છે? મીલ ૧૫ વર્ષની ઉમ્મરે મોટો અર્થશાસ્ત્રવેત્તા હતો.

વાચક ! તને તારા વિજયના અનુભવો શું શીખવે છે? અને નાસીપાસી એ તો આપણા જીવનને ઘડનાર છે. इत्यलम्। सुज्ञेषु किम् बहुना ॥

સુરેન્દ્ર ભાલચંદ્ર પાઠકજી

# શિવ-સંકલ્પ

આપણી પુણ્યભૂમિમાં, અતિ પ્રાચીન સમયથી, છેક વેદના વારાથી શિવ-સંકલ્પને વાજબી રીતે યોગ્ય મહત્વ અપાતું આવ્યું છે. અસલના વખતના સમર્થ ઋષિમુનિઓ અને ત્યાર પછીના પણ વિચારકોને પણ સંકલ્પની શક્તિ સમજાઈ હતી; અને તેથીજ સંકલ્પને શુભ માર્ગે વાળવાનો બોધ તેઓ આપતા. આધુનિક તત્વજ્ઞો પણ એવા ઉપદેશોનું સમર્થન કરે છે.

કોઇ પણ કાર્યનું મૂળ સંકલ્પમાંજ હોય છે. પહેલાં સંકલ્પ, અને પછી કાર્ય. સંકલ્પ વિના કોઇ પણ કાર્ય સંભવતું નથી. એ સંકલ્પો જેમ જેમ દૃઢ થાય તેમ તેમ તેઓ ફળ નીપજાવવામાં વિશેષ સમર્થ બને.

આપણી પૃથ્વી તેમજ અખિલ વિશ્વ, એ બધું પરમકૃપાળુ પરમાત્માના સંકલ્પોનું પરિણામ છે. આ ઉપરથી સંકલ્પની પ્રબળ શકિતનો વિચાર કરો.

હવે એ તો સ્પષ્ટ છે કે શુભ માર્ગે વળેલી શક્તિ શુભ ફળદાયી થાય છે અને તેનાથી વિપરીત દિશામાં વળેલી શક્તિ ઉલટું પરિણામ આણે છે. આમ હોવાથીજ પ્રાચીન ઋષિઓ અને સર્વ સદ્‌વિચારકો શિવ એટલે શુભ કલ્યાણકારી સંકલ્પ કરવા અને તદનુસાર વર્તન રાખવા, અને તેમ કરીને જીવનનો સદુપયોગ કરવા પ્રબોધે છે.

શ્રી કૃષ્ણ ભગવાને શ્રીમુખે ગીતાજીમાં ભાખ્યું છે, કે "મન એવ મનુષ્યાણાં કારણં બંધ મોક્ષયોઃ એટલે કે મનુષ્યોના બંધન અને મુક્તિના કારણરૂપે મનજ હોય છે. વિચાર કે સંકલ્પ કરવા એ તો મનનો ધર્મ છે. પ્રતિકૂલ માર્ગે વહેતા વિચારો જીવને બંધનમાં રાખે છે, પણ તેઓ જો આનુકૂળ એટલે સન્માર્ગગામી થાય તો જીવને સચ્ચિદાનંદનો અનુભવ કરાવે. એટલા માટેજ મનને સદ્‌વિચારો અને શિવ સંકલ્પોને સેવવાનો અભ્યાસ પાડવાની અતિભારે જરૂર છે; કારણ કે સંકલ્પો અને તદનુસાર વર્તનજ અભ્યુદય સધાવે છે.

આપણે પ્રથમ તો એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ, કે કોઈ પણ સંકલ્પ, પછી તે સારો કે માઠો હોય, તે કદી નિષ્ફળ, તદ્દન નકામો તો જતોજ નથી; ત્યારે શા માટે શુભ સંકલ્પોને સેવીને આપણે ઉન્નતિને ન સાધીએ ?

ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવા શ્રી પરમાત્માએ બક્ષેલી અમૂલ્ય જીંદગીનો સદુપયોગ કરવા માટે સારા વિચારો અને તેને અનુકૂળ આચારો રાખવા જોઈએ, કારણ કે તેજ કર્તવ્ય છે.

મન એ ઇન્દ્રિયોનો રાજા છે. સર્વ કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયોને તેજ કાબુમાં રાખે છે. એટલા માટે મનને

એમ દિશાની કેળવણી આપવાનું, સન્માર્ગે ચલાવવાનું જરૂરી છે.

શ્રી ભગવતી શ્રુતિમાં મનને શિવસંકલ્પવાળું કરવા માટેના અનેક મંત્રો છે. જેમકે શ્રી યજુર્વેદ સંહિતાની રૂદ્રાષ્ટાધ્યાયીમાંના પહેલા અધ્યાયમાં, 'યજ્જાગ્રતો' થી શરૂ થતા મંત્રો-તેઓમાં અનેક શક્તિ યુક્ત એવું મારૂં મન 'શિવસંકલ્પવાળું થાઓ, (તન્મે મનઃ શિવસંકલ્પમસ્તુ)

આ બધા ઉપરથી શુભ સંકલ્પોની જરૂર આપણે જોઈ; પણ તેની સાથે એક વાત યાદ રાખવાની આપણને ખાસ જરૂર છે, ને તે એ કે સંકલ્પનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ હોવાથી, શુભ સંકલ્પોને વારંવાર સેવી, તેને અનુકુળ આચરણ કરવાનો આપણે સર્વેએ મનને અભ્યાસ પાડવો જોઇએ. કોઇપણ પ્રકારનો સંકલ્પ એકજ દિશામાં રહેવાથી દૃઢ અને અતિ પ્રબળ થાય છે, અને તેમ થાય ત્યારેજ તેનાં ફળ પ્રત્યક્ષ થાય.

ઉપરની બાબત સમજવા માટે આપણે એક સાદો દાખલો લઇએ; ધારો કે કોઇ માણસ એકાદ નિબંધ કે અન્ય કોઇ લેખ લખવા બેસે, અને લીટી ઉપર લીટી લખે અને પછી તેમાની ઘણીકને છેકી નાંખ્યા કરે, તેમજ કોઈ માણસ કોઈ એકાદ પુસ્તક લખવા બેસે અને થોડાક પાના લખે અને તે ફાડી નાંખે તો એ નિબંધ કે લેખ કે પુસ્તક કેમ કરી પૂર્ણ થાય!

માટે જેમ કોઇ લેખ કે અન્ય કાર્ય પૂર્ણ કરવા તે કામ પરજ મંડવું જોઇએ અને જે જે તે કામોને પ્રતિકૂળ હોય તેને તેને દૂર કરવા જોઇએ, તેમજ ઉત્તમ પ્રકારનું ફળ પ્રાપ્ત કરવા માટે મનુષ્યે સારા વિચારોનુંજ સેવન કરવું જોઇએ, અને તે પ્રમાણેનું આચરણ કરવું જોઇએ.

સારા વિચારથી આચાર સુધરે છે અને સારો આચાર સારા વિચારને ઉપજાવે છે, અને તેથી સતત્ સારા વિચારોનું સેવન કરનારાના આચાર સુધરતા જાય છે. અને આચાર સુધરતાં સારા વિચારોને સારો વેગ મળે છે, અને એમ કરતાં કરતાં તે મનુષ્યનું જીવન વધારે ને વધારે ઉન્નત થતું જાય છે.

આ લઘુ લેખની ઇતશ્રીમાં—

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद्दुःखभाग्भवेत् ॥

इतिशम्

ॐ शान्तिः शान्तिः शान्तिः

ભાલચંદ્ર ગણપતરામ વ્યાસ.

# અઘરા શબ્દોનો કોષ

પ્રકૃતિ—માયા, કુદરત.

નિઃસીમ—હદ વગરનું.

ક્રૌંચ—એક જાતનું પક્ષી.

સિદ્ધ કરવું—સાબીત કરવું

આદેશ—આજ્ઞા.

ઉદ્દેશ—હેતુ.

વિશેષ—ખાસ,

સાર્થક—સફળ.

ધ્રુવપદ—સ્થિર સ્થિતિ, અચળ પદ.

ઇષ્ટ—ઇચ્છેલું.

રોમાંચ થવો—રુવાંટાં ઉભાં થવાં તે.

ગૌરવ—મોટાઇ.

નિર્ણયાત્મક—ફેંસલો કરનાર.

સૂચક—બતાવનાર.

સક્રિય—ક્રિયામાં મૂકાયેલું.

સ્વત્વ—પોતાપણું.

અવલંબી—ટેકો લઇને.

વિવેક—ખોટાં ખરાંનો ભેદ.

અભીષ્ટ—ઇચ્છેલી વસ્તુ.

પરંપરા—હારની હાર.

વિસ્તરવું—ફેલાવું.

એક કેન્દ્રવર્તી—જેનું એકજ મધ્યબીન્દુ છે એવાં.

વર્તુલ—કુંડાળું

અંતર્ગત—છેક અંદરનું.
પાદપંકજ—ચરણકમળ.
રહસ્ય—ભેદ.
સંસ્કૃતી—સુધારો.
સરજનજૂની—સૃષ્ટી ઉત્પન્ન થઇ ત્યારથી.
પ્રાચીન—જૂનું.
પ્રણાલિકા—પ્રથા, રૂઢિ.
વિવશ—લાચાર.
પાર્થિવ—પૃથ્વીનું.
અપાર્થિવ—આ પૃથ્વીનો નહિ એવો (અધ્યાત્મ)
નિર્વાહ—નીભાવ.
સમવિસમ—શંકા.
આત્મપ્રતીષ્ઠાપન—પોતાનાં વ્યક્તિત્વને દઢ રીતે સ્થિર કરવું તે.
અજ્ઞાત—અજાણ્યુ.
વાગી નાંખવું—ઓકી નાંખવું.
ક્રાન્તી—રાજ્યની ફેરફારી.
સવ્યસાચી—બન્ને હાથે બાણ મારી શકે એવો.
પ્રતીતિ—ભાન.
સ્વત્વ—પોતાપણું.
સ્થાપત્ય—બાંધકામની કળા.
સબજીવન—પાયું.
અપ્રસ્તુત—અસંબદ્ધ.
નીર્વેદ—ગ્લાની.
લોકાપવાદ—લોકનિન્દા.